## પ્રકરણાદિવિચારગર્ભિત

# સ્તવન સંગ્રહ

( જીવવિચાર, નવતત્ત્વ વિગેરે પ્રકરણોના વિચારર
સ્તવનો અને સજ્ઝાયોનો સંગ્રહ )

પરમપૂજ્ય વડીલ મહૂગત ગુરૂણીજી શ્રી [illegible]શ્રીજીના
શિષ્યા ગુરૂણીજી શ્રી લાભશ્રીજીના પ્રશિષ્યા સાધ્વીજી
શ્રી ઉત્તમશ્રીજીના ઉપદેશથી શ્રી પુનાસીટી અને
કેમ્પના શ્રાવક-શ્રાવિકાઓ તરફથી મળેલી
આર્થિક સહાયથી

છપાવી પ્રસિદ્ધ કરનાર
શા કુંવરજી આણંદજી
ભાવનગર.

વીર સંવત ૨૪૬૧ ] [ વિક્રમ સંવત ૧૯૯૧

આવૃત્તિ બીજી

કિંમત આઠ આના.

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ ગુલાબચંદ લલ્લુભાઇએ છાપ્યુ
દાણાપીઠ-ભાવનગર

# अनुक्रमणिका.


૧ શ્રી જીવવિચાર સ્તવન ... ... ... ૧
૨ શ્રી નવતત્ત્વનું સ્તવન (સૌભાગ્યવિજયજી) ... ૧૬
૩ શ્રી નવતત્ત્વનું સ્તવન [બીજું] (વિવેકવિજયજી) ૪૩
૪ શ્રી ચોવીશ દંડકનું સ્તવન ... ... ... ૬૪
૫ ચોવીશ દંડકની ગતિ-આગતિનું સ્તવન ... ૮૩
૬ ચતુર્દશ ગુણસ્થાનગર્ભિત શ્રી શાંતિજિન સ્તવન... ૯૦
૭ ગુણસ્થાનવિચારગર્ભિત શ્રી સુમતિજિન સ્તવન ... ૧૦૭
૮ ગુણઠાણાવિચારબત્રીશી ... ... ... ૧૧૫
૯ શ્રીજ્ઞાનદર્શનચારિત્રસંવાદગર્ભિત શ્રીવીરજિન સ્તવન ૧૨૪
૧૦ શ્રી સિદ્ધદંડિકા સ્તવન ... ... ... ૧૩૮
૧૧ કર્મપ્રકૃતિ નામ સ્વાધ્યાય ... ... ... ૧૪૫
૧૨ શ્રી જંબૂદ્વીપ વર્ણનગર્ભિત શ્રી સીમંધરજિન સ્તવન ૧૪૯
૧૩ શ્રી નિગોદ દુઃખગર્ભિત શ્રી સીમંધરજિન સ્તવન... ૧૫૨
૧૪ શ્રી સુવિધિનાથ સ્તવન ... ... ... ૧૬૯
૧૫ શ્રી સમવસરણ સ્તવન (૧) ... ... ... ૧૭૬
૧૬ શ્રી સમવસરણ સ્તવન (૨) ... ... ... ૧૮૩
૧૭ શ્રી સમવસરણ સ્તવન (૩) ... ... ... ૧૮૮
૧૮ બેઇંદ્રિય જીવોની સજ્ઝાય ... ... ... ૧૯૧
૧૯ શ્રી સુભદ્રા સતીની સજ્ઝાય ... ... ... ૧૯૩
૨૦ શ્રી નાગદત્ત શેઠની સજ્ઝાય ... ... ... ૧૯૭
૨૧ ચાર ધ્યાનના સ્વરૂપની સજ્ઝાય ... ... ... ૨૦૫
૨૨ શ્રીજિનપ્રતિમા સ્થાપનગર્ભિત શંખેશ્વરપાર્શ્વનાથ સ્તવન ૨૩૫
૨૩ વર્ત્તમાન ચોવીશીના જિનજન્મની નગરીઓ ... ૨૫૫
૨૪ શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથજીનું સ્તવન ... ... ૨૫૭
૨૫ શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથજીનો છંદ ... ... ૨૫૯
૨૬ શ્રી નેમિનાથ સ્તવન ... ... ... ... ૨૬૨
૨૭ શ્રી દશ પચ્ચખ્ખાણના ફળનું સ્તવન ... ... ૨૬૩

# પ્રસ્તાવના.

જૈન ધર્મ સબધી શાસ્ત્રોના મુખ્ય ચાર વિભાગો અનુયોગના નામથી પાડવામા આવેલા છે તેમાના સર્વશ્રેષ્ઠ દ્રવ્યાનુયોગનો બોધ થવા માટે પૂર્વપુરૂષોએ જીવવિચાર, નવતત્ત્વ, દડક, સગ્રહણિ વિગેરે અનેક પ્રકરણો અલ્પજ્ઞ જીવોને બોધ થવા માટે બનાવેલા છે, પરતુ તેની ભાષા પ્રાયે પ્રાકૃત જ હોવાથી આધુનિક સમયના અલ્પજ્ઞો તેનો લાભ લઇ શકતા નથી તેમના ઉપકાર નિમિત્તે આધુનિક સમયમા થઈ ગયેલા પૂર્વાચાર્યો વિગેરેએ ગુજરાતી પદ્યમા તેનો અનુવાદ કરી અનેક સ્તવનાદિ બનાવેલા છે તેનો સગ્રહ કરીને પ્રથમ **શ્રી જૈન ધર્મ પ્રસારક સભાએ ગુરૂણીજી લાભશ્રીજીની** પ્રેરણાથી તેમજ આર્થિક સહાય મેળવી આપવાથી સવત ૧૯૬૮મા આ બુકની પહેલી આવૃત્તિ બહાર પાડી હતી

ત્યારપછી તેમા બે ત્રણ સ્તવનોનો ઉમેરો કરીને પાલીતાણાનિવાસી પડિત અમૃતલાલ અમરચદ વિગેરેએ સ ૧૯૮૬ મા શાસ્ત્રી પણ નાના ટાઈપમા એ જ બુકની આવૃત્તિ કરેલી છે

હાલમા શ્રી પુનાખાતે ચાતુર્માસ રહેલા સાધ્વીજી **ઉત્તમશ્રીજી** કે જેઓ **ગુરૂણીજી લાભશ્રીજીની** પ્રશિષ્યા છે તેમણે ત્યાના શ્રાવક-શ્રાવિકાઓ પાસેથી સારી મદદ મેળવીને તે બુકની આવૃત્તિ કરવા ગુરૂણીજીને વિનતિ કરી, તેથી તેમની પ્રેરણાવડે આ આવૃત્તિ કેટલાક સુધારાવધારા સાથે બહાર પાડવાનો મે પ્રયત્ન કર્યો છે

પ્રથમની બુકમા જીવવિચાર, નવતત્ત્વ, દડક, ચતુર્દશ ગુણસ્થાન, જ્ઞાનદર્શનચારિત્રનુ સ્વરૂપ, સિદ્ધદડિકા, કર્મપ્રકૃતિ,

જંબુદ્વીપસંગ્રહણિ, નિગોદસ્વરૂપ, સમવસરણ વર્ણન, એકેંદ્રિય જીવોની: ઉત્પત્તિ, ચાર ધ્યાનનું સ્વરૂપ, જિનપ્રતિમામંડન વિગેરે અનેક વિષયોને લગતા સ્તવનાદિ ( ૨૧ ) ની સંખ્યામાં આપેલા હતા તે આપવા ઉપરાંત આ બુકમાં એક નવતત્ત્વ પ્રકરણનું સ્તવન મુનિ વિવેકવિજયજીનું રચેલું વધારે દાખલ કરેલ છે અને પ્રાંતભાગમાં શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથના સ્તવન, છંદ વિગેરે તથા દશ પચ્ચખ્ખાણના ફળનું સ્તવન ઉમેરેલું છે.

આ બધા સ્તવનો ને સજ્ઝાયો પ્રકરણો સમજવાની સરલતા થવા માટે કર્ત્તા પુરૂષોએ બનાવેલા છે, છતાં ભાષા જુની ગુજરાતી હોવાથી તેમજ લખેલી પ્રતિની અશુદ્ધિ હોવાથી મુશ્કેલી તો ઉભી જ રહી છે. તેને બનતી રીતે શુદ્ધ કરવાનો પ્રયત્ન કર્યા છતાં હજુ કેટલીક સ્ખલના અને અર્થ ન સમજાય તેવા પદો રહેલા છે. ગુજરાતી ભાષાના પ્રખર બોધવાળા વિદ્વાન તેટલી સ્ખલના દૂર કરી અમને લખી મોકલવા કૃપા કરશે તો અમે તેનો ઘટિત ઉપયોગ કરવા સાથે તેના ઋણી થઇશું.

આ બુક છપાવવામાં સહાય આપનાર શ્રાવક–શ્રાવિકાઓનું લીસ્ટ આ સાથે આપવામાં આવેલું છે, પરંતુ ઓછી રકમવાળા નામો વધારે હોવાથી રૂ. ૫) સુધીના નામો જ આપવામાં આવ્યા છે. બાકીની એકઠી થયેલ રકમ જણાવવામાં આવી છે.

સાધ્વીજી ઉત્તમશ્રીજીનો આ પ્રયત્ન સ્તુતિપાત્ર છે. તેમણે પોતાના વડિલ ગુરૂણીજી લાભશ્રીજીનું અનુકરણ કર્યું છે, કારણ કે ગુરૂણીજી લાભશ્રીજીએ તો ભાવનગર, અમદાવાદ વિગેરેના શ્રાવક–શ્રાવિકાઓ પાસેથી સારી સહાય મેળવીને શ્રી ઉત્તરાધ્યયન, જ્ઞાતાધર્મકથા વિગેરે સૂત્રો તેમજ લઘુક્ષેત્રસમાસ અને બૃહત્સંગ્રહણિ વિગેરે પ્રકરણો છપાવવાનું અને બીજા જુદા જુદા ધાર્મિક વિષયને લગતી નાની–મોટી અનેક બુકો

છપાવવાનો શ્રી જૈન ધર્મ પ્રસારક સભા મારફત પ્રેરણાત્મક પ્રયાસ કરેલો છે સાધ્વીસમુદાયમા એવા પ્રયત્નશીલ સાધ્વીની સખ્યા બહુ અલ્પ જણાય છે એઓ પોતે જૈન સાહિત્ય પ્રગટ કરાવવાના અભિલાષી છે એટલુ જ નહી, પરન્તુ તેના ઉંડા અભ્યાસી પણ છે કેટલાક વર્ષોથી એમનો શાસ્ત્રાભ્યાસ સતત ચાલ્યા જ કરે છે અન્ય સાધ્વીસમુદાયે બીજી ઉપાધિ તજી દઈ આવુ ઉત્તમ અનુકરણ કરવા યોગ્ય છે

આ બુક છપાવવા માટે સાધ્વીજી ઉત્તમશ્રીજીએ તથા સા મણિશ્રીજીએ અને સા પુષ્પાશ્રીજીએ સારી સહાય મેળવેલી હોવાથી તેમનો આભાર માનવામા આવે છે ગુરૂણીજી લાભશ્રીજીનો ખાસ વિચાર આ બુકો સાધુ-સાધ્વીઓને, શ્રાવક-શ્રાવિકાઓને તેમજ જૈન સસ્થાઓ, જૈન પાઠશાળાઓ વિગેરેને ભેટ આપવાનો જ છે, પરન્તુ એ રીતે દરેકને આ બુક મળી ન શકે તેથી તેઓ પણ લાભ લઇ શકે માટે માત્ર આઠ આના કિંમત રાખી છે-એનો હેતુ પૈસા મેળવવાનો નથી

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા આવુ પુસ્તકપ્રસિદ્ધિનુ કાર્ય સતત કર્યા જ કરે છે હુ પણ તેનો અગીભૂત હોઇને સાધ્વીજી વિગેરેની પ્રેરણાથી આવી બુકો છપાવી આપવાનુ કાર્ય યથાશક્તિ કરૂ છુ . આ બુકની અદર રહેલી સ્ખલના માટે હુ વાચક બધુઓની ક્ષમા યાચુ છુ કોઇ હકીકત ન સમજાય તેવી હોય તો તે લખી મોકલશે તો તેનો ખુલાસો યથામતિ આપવા ઇચ્છા ધરાવુ છુ સુજ્ઞેષુ કિ બહુના ?

પોષ શુદિ ૧
સ ૧૯૯૧

કુવરજી આણદજી.
ભાવનગર

# સહાયકોનું લીસ્ટ.

## શ્રી પુના સીટી.

૫૧) શેઠ મણિલાલ કેશવલાલ
૫૧) શા. લીલાચંદ જયચંદ
૨૫) શા. ભીખાભાઇ મૂળચંદ
૨૫) બાઇ કચુ ગુલાબચંદ
૧૦) મોદી મણિલાલ ચુનીલાલ
૫) શા. કસ્તુરચંદ કંકુચંદ
૫) શા. અમૃતલાલ ચાંપશી
ગોઘાવાળા
૫) શા. પાનાચંદ કસ્તુરચંદ
ઝવેરી સુરતવાળા
૫) શેઠ શિવનાથ લુંબાજી
૫) શા. નગીનદાસ લાલચંદ
૫) ,, નગીનદાસ પુરૂષોત્તમદાસ
૫) ,, કેશવલાલ બાલારામ
ઉરૂલીવાળા
૫) ,, મોતીલાલ લાલચંદ
૫) ,, ચુનીલાલ દીપચંદ
૫) ,, ચીમનલાલ મૂળચંદ
મુંજપુરવાળા
૫) ,, નગીનદાસ મંછુભાઇ
સુરતવાળા
૫) ,, હકમચંદ રાયચંદ
૫) ,, છગનલાલ ગણપત
૫) ,, હીરાલાલ મગનલાલ
પાટણવાળા
૫) શા. રમણલાલ બાલુભાઇ
૬) ,, કંકુચંદ ન્યાલચંદ
૫) ,, કસ્તુરચંદ વાડીલાલ
૫) ,, શનાલાલ હકમચંદ
૫) ,, શા. ખાતે
૫) ,, મોતીલાલ ભગવાન
૮૭) પરચુરણ નાની રકમે
આવ્યા તે

૩૫૦)

## શ્રી પુના લશ્કર (કેમ્પ)

૧૫) શા. મોતીલાલ પ્રેમચંદ
૧૧) ,, લલ્લુભાઇ શોભારામ
૧૧) ,, ઇશ્વર ગુલાબચંદ
૫) ,, રતનલાલ ડુંગરશી
૫) ,, ખેમચંદ દયાળ
૫) ,, માણેકલાલ બહેચરદાસ
૫) ગાંધી મોહનલાલ કરસનદાસ
બગસરાવાળા
૫) શા. જેચંદ કરશનદાસ
બગસરાવાળા
૫) ,, કુબેરદાસ ઉગરચંદ
૫) ,, લલ્લુભાઇ મૂળચંદ
૫) ,, મફતલાલ છોટાલાલ
અમદાવાદ
૭૩) પરચુરણ રકમે આવ્યા તે

૧૫૦)

# प्रकरण विचारगर्भित स्तवन संग्रह.

## श्री जीवविचार स्तवन.



ढाळ १ ली.

॥ एकवीसानी देशी ॥

॥ ढाळ ॥

श्री सरस्वतीजी, वरसती वचनविलास रे,
थुणशु त्रिभुवनजी, तारण श्री जिनवास रे॥
सुणो समरथजी, सुंदर श्री जिनदेव रे,
मुझ दीजेजी, भव भव तुम पाय सेव रे ॥ १ ॥

॥ त्रुटक ॥

तुम सेव पाखे सहिय भमियो, तुं न गमियो जिनवरु,
छकाय मांहे जीव सहियो, छेदन भेदन आकरुं ॥
उत्कृष्ट आयु अवगाहना जे, एणे जीवे भोगवी,
लाख चोराशी जीवाजोनी, तेह पण मे जोगवी ॥२॥

मणिस्फाटिकजी, हींगलो रयण प्रवाल रे,
पारो अवरखजी, गेरु खडी हरियाल रे ॥
उस सुरमोजी, माटी पाषाण सात धात रे,
लुणादिकजी, पृथवी बहु भेद जात रे ॥३॥

अनेक भेद वळी पाणी भणिए, कुप सरोवर धुंअरु,
ओसा हिम घणोदधि करहा, समुद्रनुं पाणी खरुं॥
अंगालजाल मुर्मुरविजली, उल्कापात अगनिकणा,
सिद्धांत सांहे छे विशेषे, भेद अनेक अग्नितणा ॥४॥

एक वायरोजी, हलवो हलवो वाय रे,
गुंजारव जी, करतो दह दिसे धाय रे ॥
पाडे ओकलि जी, वली वंटोलिओ एक रे,
घनु तनु वात जी, वायु भेद अनेक रे ॥५॥

इम भेद दोय वनस्पतिकेरा, साधारण प्रत्येक तरु,
कंद कोमल फल अंकुरा, फुल सेवाल ने सेखरु॥
अनेक भेद साधारण सुणीए, लक्षण तस शास्त्रे सही,
एहथी जे होय विपरीत, प्रत्येक वनस्पति कही।६।

पृथ्वी पाणी जी, तेउ वाउकाय रे,
वणसइ पांचमी जी, थावर काय कहेवाय रे ॥

विगलेंद्री जी, नारकी तिर्यंच मानवी,
वली देवता जी, छट्ठी त्रस काय पालवी ॥७॥

पालवी पृथ्वीकाय आयु, वरस सहस बावीश ए,
सात सहस वरस पाणी भणीए, अग्नि त्रण दिन दिसए
वरस सहस त्रण वायु सुणीए, वणसइ दस सहस
जाणीए,
निरय देव विण जघन्य आयु, अंतरमुहूर्त्त प्रमाणीए ॥

अगुलतणो जी, भाग असख्यातमो भणुं,
स्वाभाविक जी, जघन्य हुए सहुने तनु ॥
चार थावर जी, गुरु लघु सम तनु जोय रे,
वनस्पति जी, सहस जोयण झाझी होय रे ॥९॥

इम होय साधारण मनुष्य समूर्छिम, सुक्षम जेह
निगोदए, तस आयु अतरमुहूर्त्त होये, चउद
राज अभेद ए॥ पांच थावर कहीए एकेद्री, शास्त्रे
भेद तस छे घणा, इम कहे कवियण, सुणो भ-
वियण नाम मात्र ज ए भण्या ॥१०॥

( दुहा )

भव सत्तर झाझा कर्या, सासोसास मझार ।
एकेद्री भव भोगवी, वळतो विगल विचार ॥११॥

## ढाळ २ जी.

॥ राग धोरणी ॥ नयरी अयोध्या जयवंती—ए राग ॥

शंख छीप कोडा करमिया रे, मेहर थापना सार; जलो पूरा ने अलसियां रे, ए बेइंद्रि विचार रे; जीव जतन करो, जीम पामो भवपार रे; धन जिनवयणडा ॥ १२ ॥ कानखजूरा मांकण जुआ रे, गद्दहिया धीमेल; कीडी गींगोडा कातरा रे, कीडी मंकोडी चूडेल रे ॥ धन० ॥ १३ ॥ सावा जुवा धानाकिडला रे, इयल अने इंद्रगोप; उधेही ने वळी कुंथुआ रे, म करो तेइंद्रीनो लोपरे ॥ धन० ॥ १४॥ वींछी कंसारी खडमांकडी रे, भमरा भमरी ने तीड; माखी मसा डांस पतंगिया रे, टालो चौरेंद्रीनी पीड रे ॥धन०॥१५॥ जीवित वरस बार बेइंद्री रे, हवे तेइंद्री प्रकास; दिवस ओगणपचासनुं रे, चोरेंद्री षट् मास रे ॥धन०॥१६॥ शंख प्रमुख जे बेइंद्री रे, तस तनु जोयण बार; कानखजूरो गाउ त्रणनो रे, भमरो होय गाउ चार रे ॥ धन० ॥१७॥ बेइंद्री तेइंद्री

चोरेंद्री रे, ए विगलेंद्री नाम; कहे कवियण तुमे सांभलो रे, हवे पंचेद्री अभिराम रे ॥धन०॥१८॥

( दुहा )

नहि विवेक विगलपणे, नहि तस तत्त्वविचार॥
भव भवांतर भोगवी, उपनो नरक मझार ॥ १९॥

ढाळ त्रीजी.

॥ राग गोडी ॥

रत्नप्रभा पहेली जेहरे, सागर एकनुं, एकत्रीश हाथ छ आंगुलीए॥ सक्रप्रभा वीजी होय रे, त्रण सागर तिहां, हाथ वासठ वार आंगुलीए ॥ २० ॥ वालुप्रभा पुहवी त्रीजी रे, सागर सात आयु, एकत्रीश धनुष एक हाथनुं ए॥ पंकप्रभा चोथी नाम रे, दस सागर सही, वासठ साढी धनुष तनु ए ॥ २१ ॥ पांचमी धूमप्रभाय रे, सतर सागर सुणो, धनुष सवासो जाणीए ए॥ तमप्रभा छठी जाण रे, वावीस सागर, धनुष अढीसें जाणीए ए ॥ २२ ॥ तमतमा सातमी

नाम रे, सागर तेत्रीश, धनुप पांचसे देह रचे ए ॥ पांच कोड अडसठ लाख रे, सहस नवाणुं ए, रोग नारकी नित पचे ए ॥ २३ ॥ परमाधामी पचावे रे, वली दश वेदना, कीधां करम ते भोगवे ए ॥ राज राज प्रते पूहवी रे, इम सात राजनी, सातमी पृथवी भोगवे ए ॥ २४ ॥

( दुहा )

सात प्रकारे नारकी, बोल्यो तास विचार;
जलचर थलचर खेचरु, तिर्जंच त्रण प्रकार ॥ २५ ॥

ढाळ ४ थी.

॥ राग केदारो, त्रिपदीनी देशी ॥

उरपरी भूजपरी गर्भज थाय, गर्भ संमूर्छिम मत्स्य कहेवाय; वरस पूरव कोडी आय, हो भविका ! वरस पूरव कोडी आय ॥ २६ ॥ सहस जोयण तस काया दीसे, भुजपरी कोस पृथक् कहीसे; जिनवचने चित हीसे, हो भविका ! जिनवचने चित हीसे ॥ २७ ॥ त्रेपन

सहस संमूर्छिम चाल, भुजपरी सहस वरस वायाल; जोयण पृथक् धनु भाल, हो भविका! जोयण०॥ २८ ॥ गर्भज तिर्जंच चउपदनी जात, त्रण पल्योपम आयु विख्यात; काया छ कोस सुण भ्रात, हो भविका ! काया० ॥ २९ ॥ चउपद समूर्छिम कहीए जास, आयु सहस चोराशी वास; कोस पृथक् तनु तास, हो भविका ! कोस० ॥ ३० ॥ पंखी गर्भज आयुनो भाग, पल्योपम असंख्यातमो भाग; धनुष पृथक् तनु ताग, हो भविका ! धनुष० ॥ ३१ ॥ संमूर्छिम पंखी वहोंतेर सहस, ए पहिले आरे कहेस; चउपद विवरी लहेस, हो भविका ! चउपद० ॥ ३२ ॥ जेणे आरे जे मानव आयु धार, तेह तणा भाग कीजे उदार; भाग चउथे अश्व सार, हो भविका ! भाग० ॥ ३३ ॥ अज आयु भाग आठमे वखाण, गाय भेस उट खरादिक जाण; पांचमे भाग प्रमाण, हो भविका ! पांचमे० ॥ ३४ ॥ श्वानादिक भाग

दसमे कहीए, हस्ति आयु मानव परे लहीए;
जिन आणा सिर वहिये, हो भविका ! जिन०॥३५॥

( दुहा )

पशुअपणे परवश पड्यो, पाम्यो दुःख अपार ॥
कर्म केता तीहां निर्जरी, धर्यो मनुज अवतार ॥३६॥

ढाळ ५ मी

॥ राग केदारो ॥ जंबूद्वीपना भरतमां रे, ए देशी ॥

चार कोडाकोडी सागरु रे, सुसमसुसमा नाम; त्रण पल्योपम आउखुं रे, त्रण गाउ अभिराम रे; प्राणी ! मानव भव अवतार, भरीए सुकृत भंडार रे; प्राणी ! मानव भव अवतार ॥ ३७ ॥ सागर कोडाकोडी त्रणनो रे, सुसम वीजो जेह; आयु पल्योपम दोयनुं रे, जुगल गाउ दो देह रे ॥ प्राणी० ॥ ३८ ॥ त्रीजो सुसमदुसमा रे, सागर कोडाकोडी दोय; एक पल्योपम जुगलने रे, कोस काया एक होय रे ॥ प्राणी० ॥ ३९ ॥ पहेलो तूयर वीजे बोर समो रे, त्रीजे आमलुं धार; अट्टम छट्ठ एकांतरे रे, सुरतरु पूरे आहार रे

॥प्राणी०॥ ४० ॥ दुसमसुसम कोडाकोडीनो रे, सहस बेंतालीश ऊन; पूरव कोडी वर्ष मानवी रे, पांचशे धनुष संपूर्ण रे ॥प्राणी०॥ ४१॥ वरस सहस एकवीशनो रे, दुषमा कलियुग नाथ; एक सो वीश वरसनुं आउखुं रे, मानव काया सात हाथ रे ॥प्राणी०॥४२॥ छट्ठो सहस एकवीशनो रे, दुषम-दुषमा अपार; वीश वरस दोय हाथ तनु रे, मच्छाहारी नरनारी रे ॥ प्राणी० ॥ ४३ ॥ छए आरे अवसर्पिणी रे, उत्सर्पिणी विपरीत जाण; कालचक्र ए दोय मीली रे, बार आरे परमाण रे ॥ प्राणी० ॥ ४४ ॥ पांच भरत पांच ऐरवते रे, तिहां सदा सरीखो काळ; पांच विदेहे परंपरा रे, चोथो आरो विशाल रे ॥ प्राणी० ॥ ४५ ॥

( दुहा )

दश द्रष्टांते दोहिलो, मानवतणो अवतार ॥
शुभ भावे सुकृतपणे, उपनो देव मोझार ॥४६॥

ढाळ ६ ट्ठी.

( राग आशावरी )

दश प्रकारे भवनपति कहीए, व्यंतर आठ

प्रकार रे ॥ ज्योतिषी पांच प्रकारे सुणजो, दोय वैमानिक सार रे ॥ दश० ॥ ४७ ॥ असुरकुमार साधिक एक सागर, सात हाथ तस काय रे ॥ देशे ऊणा दोय पल्योपम, नव निकाय कहेवाय रे ॥दश०॥४८॥ लाख सहस वर्ष एक पल्योपम, चंद्र सूरज विचार रे ॥ व्यंतर आयु एक पल्योपम, तनुसम असुरकुमार रे ॥दश०॥४९॥ नारकी भवनपति ने व्यंतर, दश सहस वरस जघन्य रे ॥ ज्योतिष पल्योपम अड भागे, पल्योपम विमान रे ॥ दश० ॥ ५० ॥ युगल सुधर्मा ईशानेन्द्र, इहांथी होये एक राज रे ॥ सागर वे वीजे झाझेरां, सात हाथ विराजे रे ॥ दश० ॥५१॥ सनतकुमार युगळ माहेंद्र, दोय राज हवे जाण रे ॥ त्रीजे सात चोथे सात झाझा, छ हाथ काय प्रमाण रे ॥ दश० ॥ ५२ ॥ पांचमे ब्रह्म आयु दश सागर, लांतक छट्ठे चउद रे ॥ पांच हाथ तस काया कहीए, त्रण राज अभेद रे ॥ दश० ॥५३॥ शुक्र सातमे सतर सागरनुं,

अड सहसारे अढार रे ॥ चार हाथ तनु सुंदर सोहे, राज हवे इहां चार रे ॥ दश० ॥ ५४ ॥ नवमे आनत ओगणीश सागर, प्राणत दशमे वीश रे ॥ एकादशमे आरण एकवीश, वारमे अच्युत वावीश रे ॥ दश० ॥ ५५ ॥ ए चारे त्रण हाथनी काया, पांच राज इहां सोहे रे ॥ नव ग्रैवेक एह उपर जोइ, दीठे मुज मन मोहे रे ॥ दश० ॥ ५६ ॥

( दुहा )

वार स्वर्ग सोहे तदा, जिहां राजनीति प्रधान॥
वीजो भेद विमाननो, नव ग्रैवेक निधान ॥५७॥

ढाल ७ मी.

॥ राग गोडी ॥

सुदर्शन पहिले, सागर तिहां त्रेवीश ॥ सुप्रतिबद्धे चउवीश, मनोरमे पचवीश ॥५८॥ सर्वतोभद्रे छवीश, सुविशाले सत्तावीश ॥ सुमनसे अडवीश हवे. त्रीजे त्रिके जगीश ॥५०॥ ओगणत्रीश सुमणसे, प्रियंकर आठमे त्रीश ॥ आदित्ये एकत्रीश,

दोय हाथ तनु दीश ॥ ६० ॥ हवे नवमे ग्रैवेके, छ ए राज प्रधान ॥ सातमुं सिद्ध छेहडे, हवे अनुत्तर विमान ॥ ६१ ॥ विजय विजयवंत, जयंत अपराजित ॥ सरवारथसिद्धे, नहीं तिहां राजनीति ॥ ६२ ॥ सागर आयु तेत्रीश, काया कर एक वारु ॥ एका अवतारी, सुख अनंत तस चारु ॥ ६३ ॥ तिहांथी वार जोजन, सिद्धशिला महंत ॥ जोजनने अंते, सिद्ध हुवा अनंत ॥६४॥ आयु अवगाहना, कही सामान्य प्रकार॥ जघन्य संक्षेपे, बोल्यो तास विचार ॥ ६५ ॥

( दुहा )

भवस्थिति एणी परे भोगवी, तुझ विण त्रिभुवन देव।
कुण स्थानक कायस्थिते, रह्यो कहुं सुणो हेव।६६।

ढाल आठमी

( राग धनाश्री )

सात हेठ सात उपरे ए, चउद राजलोक भाव, भविक जन भावियेए॥ पुरुषाकार लोक पूरीयो ए, षट् पदारथ भाव, भविक०॥ ६७ ॥

निरय भवनपति देवता ए, अधोलोके नीसंक, भविक० ॥ व्यंतर नर तिरि गिरिवरु ए, द्वीप समुद्र असंख्य, भविक० ॥ ६८ ॥ अग्नि विगलेंद्रि ज्योतिषी ए, ए सवि तिर्छे लोय, भविक०॥ स्वर्ग ग्रैवेक पांच अनुत्तरु ए, सर्व सिद्ध ऊर्ध्व लोय, भविक० ॥ ६९ ॥ असंख्यात अवसर्पिणी ए, सर्व एगिंदि स्थिति काय, भविक०॥ काल अनंतो अनंतकायमें ए, उपजे ने वली जाय, भविक० ॥ ७० ॥ विगल आयु वरस सहसनी ए, नर तिरि भव सात आठ, भ० ॥ नारकी देव चवी न उपजे ए, जघन्य आयु परिपाठ, भ० ॥ ७१ ॥ सात सात लाख चार थावरु ए, वनस्पति दश लाख, भ० ॥ अनंतकाय चौद लाख सुणो ए, विगलेंद्री दोय लाख, भ० ॥७२॥ नारकी तिर्जंच देवता ए, चउ चउ लाख होय तेह, भ० ॥ चउद लाख वली मानवी ए, संख्या जीवायोनी एह, भ० ॥७३॥ इंद्रि पांच त्रण वल काया ए, श्वासोश्वास वली आय. भ० ॥ ए दश

प्राण होए संनिया ए, नव असंनिया थाय, भ० ॥७४॥ छ सात आठ विगलतणे ए, एकेंद्रि प्राण चार, भ० ॥ नर तिर्जंच त्रण वेद सुणो ए, देवता दोय वेद सार, भ० ॥ ७५ ॥ थावर विगलेंद्रि नारकी ए, एक नपुंसक वेद, भ० ॥ पज्ज मणु अधिक बादर अग्गि ए, विमाणी भुवणेंद, भ० ॥ ७६ ॥ निरय व्यंतर ज्योति चोरेंद्री ए, तिर्यंच बी तिइंद्रिक, भ० ॥ पृथ्वी पाणी वाउ वणसइ ए, एक एक जीवथी अधिक, भ० ॥ ७७ ॥ चउ गति भमी भमी उपनो ए, संप्रति प्रभु पद लीध, भ० ॥ शास्त्र थकी जे विरुद्ध होये ए, पंडित करजो शुद्ध, भवि० ॥७८॥ हार हैए नव निधितणो ए, धरजो चतुर सुजाण, भवि० ॥ भणे गुणे ने सांभले ए, तस घर कोडि कल्याण, भवि० ॥ ७९ ॥

ढाळ ९ मी

॥ राग धनाश्री ॥

चउद ए राजमां जीव कइ युग भम्यो,

सूक्ष्म वादर अनंती वारो ॥ कर्मनी कोडी भर अकामनिर्जरा करी, पामीया पास त्रिभुवन तारो ॥ ८० ॥ भेट्यो भेट्यो प्रभु पास चिंतामणि, एहज सुगतिनो मार्ग साचो ॥ कुगुरु कुदेव कुधर्मने परिहरो, मोह मिथ्यामति कांय राचो; भेट्यो० ॥ ८१ ॥ नयर गुणदेवी गुणवेली वाधे सदा, पुष्करावर्त्त मेघ पास देवो ॥ श्रीसंघमंडपे वेली ते विस्तरी, उपजे आनंद सुकृत मेवो; भेट्यो० ॥ ८२ ॥ संवत शशि सायर चंद्र लोचन स्तव्यो, आसो शुदि दशमी रविवार राजे ॥ करी शिरताज गुरुराज आणंदजी, तस पटे सूरि विजयसेन छाजे; भेट्यो० ॥ ८४ ॥ धन्य धन्य हर्षगुरु विबुध चूडामणि, जास दीक्षित जगे कीर्ति सारी ॥ रत्नविजय बुध सत्यविजयतणो, वृद्धिविजय भणे आणंदकारी; भेट्यो० ॥ ८५ ॥

इति श्री जीवविचार स्तवन.

# श्री नव तत्त्वनुं स्तवन.



( दुहा )

श्रीअरिहंतना पाय युगल, प्रणमो परमाणंद ।
नव तत्त्व विवरण कहुं, भाख्या वीर जिणंद ॥१॥

नव निधान चक्रवर्त्तीना, जिम धन पार न होय ।
तेम नव तत्त्व विचारनो, पार न पामे कोय ॥२॥

नव नंदे नव डुंगरी, कनकतणी जल निध ।
तेम नव तत्त्व विचारणा, राखो हइडा सनिध ॥३॥

ग्रीवा नव ग्रैवेक छे, लोकनाल ब्रह्मांड ।
मुख मंडल कंठे धरे, तत्त्व नव निज पिंड ॥४॥

नव वाड रक्षा करो, ब्रह्मचर्य निज ब्रह्म ।
तिम नव तत्त्व ज राखजो, विनय मूल जिन धर्म ।५

॥ चोपाइ ॥

श्रीपास जिनेश्वर प्रणमी पाय, सद्गुरु दान-
तणे सुपसाय; नव तत्त्वनो कहुं विचार, सांभ-

लजो चित्त दृड् नरनार ॥ १ ॥ जीव[1], अजीव[2], पुन्य[3], पाप[4] ज जोय, आश्रव[5], संवर[6], निर्जरा[7] होय; बंध[8], मोक्ष[9], नव तत्त्व ए सार, हवे कहुं एहनो विस्तार ॥ २ ॥ जीवतत्त्व चेतन लक्षण जाण, चौद भेद एहना प्रमाण; अजीव अचेतन लक्षण जोय, चौद भेद एहना पण होय ॥ ३ ॥ पुण्य कर्म शुभ कर्मनो संच, बेंतालीश भेदे तेहनो सच; पापकर्म अशुभ कर्मनो उदे, बाशी भेदे जिनवर वदे ॥ ४ ॥ आश्रव (तत्त्व) कर्म आववानो ठाम, बेतालीश भेदे ते ताम; संवर तत्त्व आश्रव रुधवो, सत्तावन भेदे संस्तव्यो ॥ ५ ॥ निर्जरा तत्त्व खपावे ताम, बारे भेदे ते अभिराम, बंध तत्त्वना चार प्रकार, देव नर तिरि नरक विचार ॥ ६ ॥ मोक्ष तत्त्व कर्म क्षय करी जाय, नव भेदे तेही ज कहेवाय, वसे छोतेर भेदे वखाण, श्रावक ते जे एहना जाण ॥ ७ ॥

---

१ बंधतत्त्वना प्रकृति, स्थिति, अनुभाग ने प्रदेश बंधरूप चार प्रकार छे.

॥ जीवतत्त्व ॥

चेतन लक्षण एक प्रकार, त्रस थावर दोय-विध सार; त्रणविध पुरुष स्त्री नपुंसके, सुर नर तिरि नारकी चौ थानके ॥ ८ ॥ पांच प्रकारे जीव ज कहुं, एकेंद्रि बेइंद्रिय लहुं; तेइंद्रिय चौरेंद्रिय सार, पांचे इंद्रियना बहु प्रकार ॥ ९ ॥ षड्विध पृथ्वी तेउ अप्काय, वायु वनस्पति छठ्ठी त्रस-काय; पांचशें त्रेसठ भेदे जीव, जिनवरजी भाखे सदीव ॥ १० ॥ बे भेदे एकेंद्रिय जोय, सूक्ष्म बादर ए बे होय; संज्ञी असंज्ञी पंचेंद्रि कह्या, गुरुवचने आगमथी लह्या ॥ ११ ॥ बेइंद्री ते-इंद्रिय सार, चौरेंद्री ए सात प्रकार; ए साते पर्याप्ता कह्या, साते इम अपर्याप्ता लह्या ॥ १२ ॥ पर्याप्ता ते कहीए जेह, पर्याप्ति पूरी करे एह; अपर्याप्ता पूरी नवी करे, चोथी पर्याप्ति कीधा विण मरे ॥ १३ ॥ ए छे जीवना चौद प्रकार, धारे सम्मदिट्ठि[1] नरनार; जीव जाण्या विना समकित नहि, एहवी वात जिनवरे कही ॥ १४ ॥

---

१ समकितदृष्टि.

हवे कहु पर्याप्तिनां नाम, जेणे द्वारे आवे ज्ञान; संसारी जीवने पर्याप्ति कही, सिद्ध जीवने पर्याप्ति नाहि ॥ १५ ॥ आहार पर्याप्ति पहेली जाण, शरीर पर्याप्ति बीजी वखाण; इंद्रिय पर्याप्ति त्रीजी कही. श्वासोश्वास ए चोथी लही ॥१६॥ भाषा पर्याप्ति पांचमी सही, मनःपर्याप्ति छट्टी लही, एकेंद्रियने पर्याप्ति चार, आहार शरीर इंद्रिय उदार ॥ १७ ॥ श्वासोश्वास ए चार जाण, विगलेंद्रियने पांच प्रमाण; पांचमी भाषा ते वधी सार, संज्ञीने मननो विस्तार ॥ १८ ॥ एकेंद्रियने चार ज प्राण, स्पर्शेंद्रियने कायबल जाण, श्वासोश्वास अने आउखो, प्राण चार एम ज ओलखो ॥ १९ ॥ प्राण षट् बेइंद्रियने होय, स्पर्श रसना ने कायबळ होय; वचनबळ श्वासोश्वास आयु जाण, भाख्यो सिद्धान्ते ए ज प्रमाण ॥ २० ॥ तेइंद्रियने सात ज प्राण, स्पर्श रस घ्राणेंद्रिय जाण; काया वचनबळ श्वासोश्वास, सातमो आयु कर्यो विग्यास ॥ २१ ॥ प्राण आठ चोरेंद्रियने होय, स्पर्श रस

घ्राणेंद्रि चक्षु जोय; तनुबल वाग्बल जाणो एह, श्वासोश्वास ने आयु तेह ॥ २२ ॥ पंचेंद्रियने पांचे प्रांण, मनबल वचन कायबल जाण; श्वासोश्वास अने आउखो, संज्ञी असंज्ञी नव दश ओलखो ॥ २३ ॥ जीव ते जे प्राण ज धरे, प्राण विना ते निश्चे मरे; जे नर जीवना प्राण ज हरे, तिणे हिंसा नरके संचरे ॥ २४ ॥

॥ अजीवतत्त्व ॥

धर्म, अधर्म अने आकाश, त्रण त्रण भेद एहना परकाश; खंध देश अने प्रदेश, दशमो काळ कह्यो सविशेष ॥ २५ ॥ चलण सहाय धर्मास्तिकाय, अधर्मास्तिकाय ते स्थिर सहाय; अवकाश लक्षण आकाश कह्यो, गुरुपसाय आगमथी लह्यो ॥ २६ ॥ काळ ते जे समयादिक जाण, हवे कहुं तेहनुं प्रमाण; असंख्यात समये आवलिका जोय, कोडी एक सतसठ लख होय ॥२७॥ सतोतेर सहस ने वशें सोल

---

१ इंद्रिय.

जोय, एटली आवलिकाए मुहूर्त्त होय; त्रीश मुहूर्त्ते दिन रात्री जाय, त्रीशे दिवसे मास ज थाय ॥ २८ ॥ बारे मासे वर्ष ज गणो, पांचे वर्षे जुग इम सुणो; वीश जुग ते सोनुं नाम, काल असख्य एणी परे जाण ॥ २९ ॥ पुद्गलना तो चार प्रकार, खंध देश प्रदेश ए सार; चोथो भेद ते परमाणुओ, खध देश प्रदेशथी जुंओ[1] ॥ ३० ॥ ए चौद भेद अजीवना जाण, सम्मदिट्ठि ते करे प्रमाण, हवे नवविध पुन्यना सार, उपार्जवाना कहुं विचार ॥ ३१ ॥

॥ पुन्यतत्त्व ॥

दानमांहे उत्तम अन्नदान, बीजो पुन्य पाणी प्रधान; थानक पुन्य ते त्रीजो सही, शय्या पाट ते चोथुं ग्रही ॥ ३२ ॥ वस्त्रदान दीजे शीतकाल, पुन्ये फळे मनोरथ माळ; मनपुन्य वचपुन्य कायपुन्य जाण. नवमो नमस्कार पुण्य वखाण ॥ ३३ ॥ ए नव पुण्य उपजवाना ठाम,

---

१ जुदो.

तेहनां कह्यां जूजुवां[1] नाम; पुण्य भोगववानो कहुं प्रकार, बेंतालीश भेदे ते सार ॥ ३४ ॥ साता-वेदनी सुख जेहथी थाय, उंच गोत्र भूर आसन लेवाय; मनुष्यगति मनुष्यानुपूरवी, गते जातो नवि भूलो भमी ॥ ३५ ॥ देवगति देवानुपूर्वी-जाण, पंचेंद्रियनी जाति प्रमाण; औदारिक शरीर मनुष्य तिर्यंच, वैक्रिय देवता नारकी संच ॥ ३६ ॥ आहारक चौदपूर्वीने होय, तेज आहार पचावे सोय; कार्मण ते कोदाळारूप, औदारिक अंगोपांग सुरूप ॥ ३७ ॥ वैक्रिय अं-गोपांग थुणुं, आहार अंगोपांग ज भणुं; वज्र-ऋषभनाराच संघयण, जिनजीनां ए साचां व-यण ॥ ३८ ॥ वज्र कहेतां खीली जाण, ऋषभ ते पाटो ज वखाण; नाराच वेहु पासे मर्कटबंध, प्रथम संघयण एणी परे संध ॥ ३९ ॥ वाम ढिंचणथी जमणो खभो, दाहिण ढिंचणथी डाबो खभो; मस्तक अंगथी पलांठी अंत, जमणा ढिं-

---

१ जुदां जुदां.

चणथी डावो ढिंचण जंत ॥ ४० ॥ समचौरस कहीए संस्थान, चिहुं भागे ए सरिखो मान; शुभ वर्ण रक्त पीळादिक कह्यो, शुभ रस ते मधुरादिक लह्यो ॥ ४१ ॥ शुभ गध कपूर चपादिक जेह, शुभ फरस सुवालो तेह; अगुरुलघु भारे हलवु नहि, पराघात ते अन्य सहे नहि ॥४२॥ श्वासोश्वास सुखे लेवाय, चोवीशमो ते भेद कहेवाय, आतप ते तो सूर्यनी परे, उद्योत ते अजवाळुं करे ॥ ४३ ॥ निर्माण कर्म ते सूत्रधार, अगोपांग रुडो आकार; रुडी गति हंस सरीखी जाण, त्रस शक्ति चालवानी आण ॥४४॥ वादर आवे दृष्टिगोचरे, पर्याप्तो पर्याप्ति पूरी करे; प्रत्येक शरीरे एक ज जीव जोय, स्थिर नामे अगोपांग निश्चल होय ॥४५॥ शुभ नाम उपरी रुडो भणु, सुभग ते लोकने सोहामणुं; सुस्वर बोले मीठे स्वरे, आदेय वचन जे प्रमाण ज करे ॥ ४६ ॥ जसकर्म जेहनो जस बोलाय, सुर नर तिरि आयु बंधाय; तीर्थंकर नामकर्म जे

जाणं, ए भेद बेंताळीश पुन्य प्रमाण ॥ ४७ ॥

॥ पापतत्त्व ॥ ( दुहा )

चोथुं तत्त्व हवे सांभळो, पापतणो, उदय एह;
ब्याशी भेद जिनवरे कह्या, मतिशुं धारो तेह ॥४८॥

मति श्रुत अवधि मनःपर्यव, केवळज्ञान ए पंच;
आवरण ढांकतां होय ते, पापतणा फल संच ॥४९॥

॥ चोपाइ ॥

दानांतराये दान न देवाय, लाभांतराये लाभ नवी थाय; भोगांतराय छते भोग वियोग, उपभोगांतराये नवी मले जोग ॥ ५० ॥ हवे कहुं ते वीर्य अंतराय, बळ पराक्रम नवी फोरवाय; चक्षुदर्शनावरणे नेत्र नवी होय, अचक्षुदर्शनावरणे इंद्री बल नवी जोय ॥ ५१ ॥ अवधिदर्शनावरणे अवधि नवी उपजे, केवळदर्शनावरणे केवळ न संपजे; सुखे जागे ते निद्रा जोय, कष्टे जागे ते निद्रानिद्रा होय ॥ ५२ ॥ बेठा निद्रा आवे जेह, प्रचला निद्रा कहीए तेह; वाटे चालतां उंघतो जाय, प्रचलाप्रचला ते कहेवाय

॥ ५३ ॥ निद्रा मांहे करे सर्व काम, थीणद्धी निद्रा तेहनुं नाम; नीच गोत्र ते नीची जात, असातावेदनी पामे घात ॥ ५४ ॥ मिथ्यात्व जे माने कुदेव, कुधर्म कुगुरुनी करे सेव; हाल्याचाल्यानी शक्ति न होय, थावरपणुं ते कहीए सोय ॥ ५५ ॥ दृष्टिगोचरे न आवे जीव, तेह कहीए सूक्ष्म सदीव; पर्याप्ति पूरी नवी होय, अपर्याप्तो ते कहीए सोय ॥५६॥ एक शरीरे जीव अनंत, साधारण ते कहीए जत; दांत हाड अंग हाले घणो, पाप उदय ते अथिरजपणो ॥ ५७ ॥ नाभी उपर पाडुओ आकार, अशुभपणु ते पाप प्रकार; भुंडा वोले लोक सहु कोय, दुर्भाग्यपणुं ते सही होय ॥ ५८ ॥ स्वर वोले जे असूयातणो, पाप उदय ते दुस्वरपणो; वचन न माने जेहनो कोय, अनादेय वचन प्रमाण न होय ॥ ५९ ॥ रुडुं करतां जस न वोलाय, अपजसपणुं तेहि ज कहेवाय; नरकगति नारकी अनुपूरवी, नरक आयु ए पाप अनुभवी ॥ ६० ॥

क्रोध मान माया लोभ ज जाण, संज्वलनो ए पक्ष प्रमाण; क्रोध मान माया लोभ विचार, प्रत्याख्यानी मास ज चार ॥६१॥ क्रोध मान माया ने लोभ, वरस एक लगे एहनो थोभ; अप्रत्याख्यानी ए कहेवाय, पाप उदय त्यारे नवी जाय ॥ ६२ ॥ क्रोध मान माया ने लोभ, जीवितव्य लगे एहीज थोभ; अनंतानु-वंधी एहि ज चार, पाप उदये रोले संसार ॥ ६३ ॥ हास्य रति अरति भय शोक, छट्टो ते दुगंच्छा थोक; पुरुष स्त्री नपुंसक वेद, गति तिर्यंच एकसठमो भेद ॥ ६४ ॥ तिर्यंचनी अ-नुपूर्वी जाण, एकेंद्रिय ते पाप प्रमाण; वेइंद्रिय तेइंद्रिय सही, चौरेंद्रिय ते पापप्रकृति कही ॥६५॥ कुत्सित गति रासभनी जाण, उपघात पडजीभी नाण; वर्ण गंध रस स्पर्श विचार, ए पामे ते अशुभ असार ॥ ६६ ॥ पाटो वेहु दिशे मर्कटवंध, ऋषभनाराच संघयण संध; विहु दिशी मर्कटवंध खीली नहि, नाराच संघ-

यण ए वात ज कही ॥ ६७ ॥ एक दिशी मर्कटबंध ज होय, अर्धनाराच सघयण ए जोय; कीलिका खीलीवाली जोय, छेवटे सधी लगाडी होय ॥ ६८ ॥ नाभी उपर रुडो लह्यो, निगोहे संठाण इणी परे लह्यो; नाभी नीचे ते रुडो जाण, उचे भुडो ते सादि संठाण ॥ ६९ ॥ वामन संठाण एणी परे जोय, मस्तक ग्रीवा हाथ पग होय; कुब्ज पुंठ उदर असार, एकाशीनो पाप विचार ॥ ७० ॥ सघळां अंगोपांग कुरूप, हुडकनो ए कह्यो स्वरूप, वासी भेद ते पापना जोय, समदिष्टी ते छांडे सोय ॥७१॥

॥ आश्रवतत्त्व ॥ (दुहा)

श्री जिनवरजीए भापिया, प्रश्नव्याकरण मोझार;
पाप आवे जेणे थानके, तेहना पच प्रकार ॥७२॥

भेद बेतालीस जे काह्या, सूत्रमांहि विस्तार;
समकितधारी ते सही, जाणे एह विचार ॥७३॥

१ न्यग्रोध.

॥ चोपाइ ॥

इंद्रिय पांच ने जिनवरे कही, पाप आवे तिणे करी सही; क्रोध मान माया लोभ ए चार, प्राणातिपात जीवनो संहार ॥ ७४ ॥ मृषावाद जूठो उच्चरे, अदत्तादान ते चोरी करे; मैथुन जे परस्त्रीनी सेव, परिग्रह उपर मन नित्यमेव ॥ ७५ ॥ मन वचन कायाना जोग, विपरीतपणे वर्तावे लोग; काया अजयणाए वावरे तेह, कायिक क्रिया कहीए तेह ॥ ७६ ॥ हल उखल घरंटी कोदाल, अधिकरण क्रिया एहि ज चाल; जीव अजीव उपर करे रीस, पाओसिया क्रिया ते निशदिश ॥ ७७ ॥ परितापनी क्रिया ते धरे, पर आत्माने पीडा करे; प्राणातिपातकी जीवनो नाश, आरंभीया कर्ष-सण प्रकाश ॥ ७८ ॥ अनेक पदार्थ उपर ममता सही, परिग्रहीया क्रिया ते कही; मायावत्तिया क्रिया जाण, परनी वंछना करे अजाण ॥ ७९ ॥ मिथ्यादर्शनवत्तिया हेव, कुगुरु कुदेव कुधर्मनी

---

१ खेती.

सेव; अपच्चखाण पच्चखाण नवी धरे, स्त्रीप्रशंसा दृष्टिकी करे ॥ ८० ॥ पुष्टकी क्रिया इम उच्चरे, भलो भुंडो देखी रागद्वेष ज करे; पाडुच्चिया क्रिया ते कहेवाय, कीणहीकनी वस्तु देखी न जाय ॥ ८१ ॥ सामंतोवणीया क्रिया पातकी, ठाम उघाडां राख्या थकी; नेसथ्थिआ अन्य पासे शस्त्र घडाय, साहथ्थिया पोते शस्त्र कराय ॥ ८२ ॥ जीव अजीव विणसे अणाय, आणावणिया क्रिया कहेवाय; वियारणीया क्रिया ते जाण, जीव अजीव विदारे आण ॥ ८३ ॥ जमतां भाणामां माखी मरे, अणाभोग क्रिया ते धरे; जीण कीधे लोकमां भुंडो थाय, अणवकंख क्रिया कहेवाय ॥ ८४ ॥ अन्य पासे जे पाप कराय, अन्योपयोग क्रिया लगाय; घणा जणनो मन एकी ज थाय, सामुदायिकी क्रिया कहेवाय ॥ ८५ ॥ मित्रादि अर्थे जे करे कर्म, पिज्जवनियो एहनो मर्म; द्वेषवडे क्रिया बंधाय,

---

१ प्रेमप्रत्ययकी.

द्वेषवात्तियां[1] ते कहेवाय ॥ ८६ ॥ इर्यापथिकी क्रिया विचरंता जोय, पचवीशमी क्रिया लागे सोय; भेद बेंतालीश आश्रवना कह्या, गुरुवचने आगमथी लह्या ॥ ८७ ॥

॥ संवरतत्त्व ॥ ( दुहा )

भेद वीश संवरना कह्या, ठाणांग सूत्र मोझार;
भेद सत्तावन पण कह्या, ग्रंथांतरथी विचार ॥८८॥

भेद सत्तावन हवे कहुं, संवरना जग सार;
मन शुद्धे पाळे प्रेमशुं, ते उतरे भवपार ॥८९॥

॥ चोपाई ॥

धुंसर प्रमाणे जुए जेह, इर्यासमिति कहीए तेह; सावद्य टाली निरवद्य उच्चरे, भाषासमिति इणी परे धरे ॥ ९० ॥ दोष रहित जे लीये आहार, एषणासमिति कहीए सार; लेतां मूकतां जयणा करे, आदानानिखेवणा चित ज धरे ॥ ९१ ॥ जीव जतना करी परठवे, पारिठा-

---

१ द्वेषप्रत्ययकी.

वणियासमिति इम स्तवे; मन साथे नवी करे पाप, मनगुप्ति ते इणी परे थाप ॥ ९२ ॥ सावद्य वचन ते बोले नहि, वचनगुप्ति ते कहीए सही; सवरी राखे आपणी काय, कायगुप्ति ते कहेवाय ॥९३॥ आरंभ न करे भूख्यो रहे, क्षुधा परीसह इणी परे सहे; काचुं पाणी न पीए लगार, तृषा खमे तृषा परीसह सार ॥९४॥ शीत परीसह शीत ज खमे, अग्नि न वांछे काया दमे; उष्ण परीसह लागे ताप, स्नान न वांछे कहीए आप ॥ ९५ ॥ डांस माखी परीसह सही, डांस माखी उडाडे नहि; वस्त्र छते वस्त्र वांछे नहि, अचेल परीसह कहीए सही ॥९६॥ अरति परीसह मन उद्वेग, स्त्री देखी आणे संवेग; चर्या परीसह विहार ज करे, सकट सहे मन धीरज धरे ॥ ९७ ॥ सज्झाय भूमि डोळे नहि, निसिहिया परीसह एह ज सही; रुडो भुंडो स्थानक नवी कहे, शय्या परीसह निशदिन सहे ॥ ९८ ॥ कडवां वचन अहियासे

जेह, आक्रोश परीसह कहीए तेह; सारतां क्षमा सर्वदा करे, क्रोध परीसह इणीपरे सहे ॥ ९९ ॥ भिक्षा मागतां न करे अभिमान, याचना परीसह इणाविध जाण; अणलाधे दीन ज न थाय, अलाभ परीसह ते कहेवाय ॥ १०० ॥ रोग आव्ये औषध नवी करे, रोग परीसह एणी परे धरे; डाभ तृणनो फरसज सहे, तृणफास· परीसह इणाविध कहे ॥ १०१ ॥ शरीरनो मल उतारे नाहि, मल परीसह ए कहीए सही; आदर देखी न करे अभिमान, सत्कार परीसह एही ज जाण ॥ १०२ ॥ भण्यागण्यानो गर्व नवी करे, प्रज्ञा परीसह एणी परे धरे; भणतां न आवडे तव दीन न थाय, अज्ञाण परीसह ए कहेवाय ॥१०३॥ समकितथी नवी डोले जेह, समकित परीसह कहीए तेह; ए बावीशे परीसह कह्या, गुरुवचने आगमथी लह्या ॥ १०४ ॥ खांति क्षमा जे क्रोध नवी करे, मार्दवपणुं ते अभिमान न धरे; आर्जवपणुं कपट नवी करे, सरलपणाने

चित्त ज धरे ॥१०५॥ मुक्ति ते लोभनो परिहार, तप दुभेदे कह्यो सार; संयम सत्तर भेदे आण, सत्य साचो वोले ते जाण ॥ १०६ ॥ जीण क्रियाए कर्म लागे नाहि, शौचपणुं ते कहीए सही; अकिंचनपणे धन न रखाय, नव वाड सहित ब्रह्मचर्य कहेवाय ॥ १०७ ॥ दशविध यतिधर्म कह्यो सार, चालीशमो ए सवर द्वार; प्रथम अनित्य भावना कही, वीजी अशरण भावना लही ॥ १०८ ॥ ससार भावना त्रीजी जाण, चोथी एकत्व भावना प्रमाण; पांचमी अन्यत्व भावना सुणो, अशुचि भावना छट्ठी मुणो ॥ १०९ ॥ आश्रव भावना कही सातमी, सवर भावना लहीए आठमी, नवमी निर्जरा भावना मान, दशमी लोक भावना जाण ॥११०॥ वोधि भावना अग्यारमी कहु, धर्म भावना वारमी लहुं; सामायिक चारित्र पहेलुं कह्युं, छेदोपस्थापनीय वीजुं लह्यु ॥ १११ ॥ परिहारविशुद्धि त्रीजुं जाण, सूक्ष्मसपराय चोथुं वखाण; यथाख्यात

चारित्र पांचमुं कह्युं, संवर भेद सत्तावन लह्युं ॥ ११२ ॥ सत्तावन भेदे संवर द्वार, श्रावक ते धारे निरधार; छ भेदे तप बाह्य ज कह्यो, छ भेदे अभ्यंतर तप लह्यो ॥ ११३ ॥

॥ निर्जरातत्त्व ॥

बारे भेदे निर्जरा सार, पाळे ते उतरे भवपार; अणसण छट्ठ अट्ठमादि करे, उणोदरी पेट पूरो नवी भरे ॥ ११४ ॥ वृत्तिसंक्षेप कह्यो ए सार, सचित्त द्रव्यनो करे परिहार; रसत्याग जे आंबिल करे, कायक्लेश आतापना धरे ॥ ११५ ॥ अंगोपांग संवरीने रह्या, संलि[1]ण तप ते इणी परे कह्या; दूषण लाग्ये प्रायश्चित्त करे, ज्ञान गुरुनो विनय ज करे ॥ ११६ ॥ गुरुने आणी आपे आहार, वैयावच्च तप कहीए सार; मन वचन काय राखी ठाय, पंच प्रकारे करे सज्झाय ॥ ११७ ॥ शुक्ल ध्यान धर्म ध्यान ज धरे, करम खपाववा काउसग्ग करे; बारे प्रकारे निर्जरा कही, पांचमे अंगे गुरुमुखथी लही ॥ ११८ ॥

---

१ संलिनता.

|| बंधतत्त्व ||

प्रकृति बंधनो एहि ज पर्याय, रुडो पाडुओ होय स्वभाव; स्थिति बांधी होय कर्मनी जेटली, सही भोगवे ते तेटली ॥ ११९ ॥ अनुभाग रूप रस केळवे, प्रदेश कर्मनां दळ मेळवे; ए बंधना चार प्रकार, टाळे ते पामे भवपार ॥ १२० ॥ अथवा बंधतत्त्व गंभीर, सूक्ष्म छे पण तेहनो हीर; कहिश्युं करवा पर उपगार, बधतत्त्वना चार प्रकार ॥ १२१ ॥ एणी परे भेळो जीव कर्म बध, जीम एकठा फुल ने गंध, तिलने तेल जीम छे एकठा, दूध पाणी जीम मळ्यो सामटा ॥ १२२ ॥ तेणी परे जीव मिश्र छे कर्म, लोक दैव कहे छे ते कर्म; कर्मे भेद्यो सुख दुःख सहे, वेर भाव छे पण एकठा रहे ॥ १२३ ॥ कांइएक थाये कर्म बलवत, कांइएक जीव करे तस अंत; जीव कर्मनो एहवो ढाळ, एक एकने खाळे तत्काळ ॥ १२४ ॥ कर्मबंधना चार प्रकार, प्रकृति स्थिति

---

१ खरान. २ कोड नग्वत. ३ रोके.

रस प्रदेश अपार; प्रकृति कहीए कर्म स्वभाव, स्थिति रहेवुं आउखानो भाव ॥ १२५ ॥ कडवो मीठो रस अनुभाग, प्रदेश भेदे दल संचे लाग; मोदकने दृष्टांते वंध, अथवा वैद्य गूटिका संवंध ॥ १२६ ॥ कोइक वैद्ये वाटी औपधि, वांधी गूटिका नव नव विधि; तेहतणो वंध ए चीहुं भेद, पहेलो प्रकृति कहुं ते छेद ॥ १२७ ॥ कोइक गोली तो हरे ताव, कोइक करे सवलाइ भाव; एक श्लेष्मनो हरती ताप, एक कोढनो टाळे पाप ॥ १२८ ॥ एक गोळी टाळे कास ने श्वास, एक हरस जलोदरनो वास; एक गोळीथी सन्निपात ज जाय, एक निवारे पित्त ने वाय ॥ १२९ ॥ प्रकृति स्वभावे इम गुण करे, बीजी स्थिति आयु इम धरे; दिन पक्ष मास छ मास ते रहे, पछे विणसे गुण नवी लहे ॥ १३० ॥ त्रीजो रस गोळीनो जेह, खाटी खारी मधुरी तेह; प्रदेश चोथो तोल प्रमाण, एम कहीए गोळीनो मान ॥ १३१ ॥ इणे दृष्टांते

जीवनो धर्म, पुद्गल लेइ बांधे कर्म; ज्ञान दर्शन चारित्र आवरे, वारे दुःख सुख अनुसरे ॥ १३२ ॥ प्राये ते प्रकृति बंधनो कह्यो, प्रकृति स्वकर्म स्वभाव संग्रह्यो; बीजी स्थिति रहेवानुं आय, नाण दर्शनावरणी वेदनी अतराय ॥ १३३ ॥ तीस कोडाकोडी सागर विशाळ, तेत्रीश सागर आयुनो काळ; वीश कोडाकोडी नाम गोत्रनु आय, सित्तेर कोडाकोडी मोहनी कहेवाय ॥१३४॥ जघन्य वेदनी मुहूरत बार, नाम गोत्रने आठ विचार, स्थिति थोडी बीजा कर्मतणी, अंतरमुहूर्त्त प्रमाण लघु गणी ॥ १३५ ॥ त्रीजुं अशुभ कर्म रस लिंब, शुभ कर्म रस साकर टींब; कर्मतणो दळ चोथो प्रदेश, एकठा रहे हळवा लवलेश ॥ १३६ ॥ सोवन आवळी सम शुभ कर्म, लोह समान लहीए अशुभ कर्म; बंधतत्त्व ए चार प्रकार, मत बांधो कोइ नरनार॥१३७॥

॥ मोक्षतत्त्व ॥

मोक्षतत्त्व नवमो ए द्वार, तेहतणो हवे

कहुं अधिकार; सकल कर्मतणो क्षय करी, जीव रहे तीहां सुख अनुसरी ॥ १३८ ॥ लोकाग्र-भागे ते नित रहे, नास्तिक होय ते नवी सद्दहे; तेहने मोक्ष थापवा भणी, पहेलो भेद कह्यो त्रिभुवनधणी ॥ १३९ ॥ मोक्ष पदारथनो एह मतो, एक पद नाम माटे छे छतो; जे जे एक पद ते छे सही, जेम जगजीवनी दया कही ॥ १४० ॥ वे पद नाम पदारथ जेह, केटला सत असत होय तेह; श्रीनंदन जीम हस्ती-दंत, राजपुत्र ने लक्ष्मीकंत ॥ १४१ ॥ वृक्ष-कुसुम अने मृगसिंग, ए वेहु 'शब्द छता सरगंग; बे शब्द नाम अछता जेह, शशसिंग वंध्यापुत्र ज तेह ॥ १४२ ॥ कुरंगसासिंग ने रासभसिंग, पाडो गाभणो करहासिंग; आकाश-कुसुम संजोगी नाम, एहनो किहांय न दीसे ठाम ॥ १४३ ॥ तेम एक पद नाम मोक्ष निःसंदेह, छे निश्चे म धरीश संदेह; वळी मार्गणा द्वारे करी, मोक्ष प्ररूपणा करुं ते खरी ॥ १४४ ॥

बीजो भेद मोक्षनो जेह, कोण कोण जीव लहे पण तेह; मानवपणे पामे मुगति, त्रिहुं गतिनाने नहि मुगति ॥ १४५ ॥ पंचेंद्रिय कोइक सिद्ध थाय, बी ती चौरेंद्रिय नवी कहाय; त्रसकायथी शिवपुर होय, पांच काय पण न लहे सोय ॥ १४६ ॥ भव्य जीव ते पामे एह, अभव्य जीव पामे नव तेह; लहे सन्नियां[1] मोक्ष ज द्वार, असन्निया न लहे निरधार ॥ १४७ ॥ पांचमे चारित्रे लहे शिवसुख, पहिले चीहुं नवी पामे सुख; समकितना भेद छे जे पच, पाहिलां चीहुने नहीं शिव संच ॥ १४८ ॥ क्षायिक समकित जीव जे लहे, मोक्ष पामे ते जिनवर कहे; अणा-हारी मुक्ति जड मळे, आहारी ते संसारमां रुळे ॥ १४९ ॥ केवळदर्शने शिवसुख सही, चक्षु अचक्षु अवधि त्रीहुं नहि; केवळज्ञाने मोक्ष सर्वदा, बीजे चीहुं ज्ञाने नहि कदा ॥१५०॥ एणे दश स्थानके पामे मुगति, प्रथम द्वार जाणे

---

१ संज्ञी.

ए सुमति; छतो ग्रहितो मोक्ष ज सही, आकाश-कुसुमपरे ते नहि ॥ १५१ ॥ बीजे भेदे द्रव्य-प्रमाण, मोक्षविषे सिद्ध केटला जाण; जीव-द्रव्य सिद्धना अनंत, एहवी वात कही भगवंत ॥१५२॥ सिद्धक्षेत्र ते केटलो होय, सिद्ध रह्या अवगाही जोय; असंख्यातमे भागे लोकने जाण, सिद्ध रह्या एक अनंता मान ॥ १५३ ॥ स्पर्शनाद्वार ए चोथो कह्यो, सिद्ध केटलो क्षेत्र फरसी रह्यो; क्षेत्रथकी मानो निरधार, झाझेरी ते फर्सना सार ॥ १५४ ॥ सिद्धने हुवो केटलो काळ, ते भाख्यो छे दीनदयाल; एक सिद्ध आश्री सादिअनंत, सिद्ध सर्व आश्री अनादि-अनंत ॥ १५५ ॥ छट्ठो कह्यो अंतर द्वार, सिद्ध-सिद्धमां अंतर सार; सिद्धसिद्धमां अंतर नहि, सिद्ध रह्या छे मांहोमाहिं ॥ १५६ ॥ भागद्वार सातमो वखाण, केटलामे भागे सिद्ध रह्या जाण; संसारी ते सघळा जीव, अनंतमे भागे सिद्ध स-दीव ॥१५७॥ आठमा द्वारतणो प्रस्ताव, सिद्ध

रह्या छे केहवे भाव; ज्ञान दर्शन छे क्षायिक भाव, जीवतणो पारिणासिक भाव ॥१५८॥ जीव फीटी अजीव न थाय, अजीव फीटीने जीव न कहाय; भव्य टळीने अभव्य न होय, अभव्य-पणुं टळी भव्य न जोय ॥१५९॥ पारिणासिक भाव ए जाणवो, जाणीने समकित आणवो; समकिती पामे सुख अनंत, एणीपरे भाख्यो श्री भगवंत ॥ १६० ॥ अल्पवहुत्व ते सिद्ध-तणा, किया थोडा ने किया घणा; नपुसक सिद्ध ते थोडा जाण, सख्यात गुण स्त्री सिद्ध वखाण ॥ १६१ ॥ स्त्री सिद्धथी पुरुप ज कह्या, संख्यात गुण अधिका लह्या; एक समये सिद्ध केटला थाय, ते पण वात कही जिनराय ॥१६२॥ दश नपुंसक सिद्ध ज जाण, वीश होय स्त्री सिद्ध प्रमाण; एक सो आठ पुरुप ज कह्या, जिनवर वचने आगमथी लह्या ॥ १६३ ॥ वसे छहोतेर वोलनो सार, आगमथी कीधो विस्तार; नवत-त्त्वनी चोपाइ एह, भणे गणे सुख पामे तेह

॥१६४॥ श्री तपागच्छतणा शणगार, श्रीविजय-प्रभसूरि गणधार; तास पाटे विराजे सार, श्री उदयविजय उपाध्याय हितकार ॥१६५॥ तास शासनमांहे शोभता, श्री मणिविजय पंडित छता; तास शिष्य भाग्यविजयजीए कह्या, एह बोल सिद्धांत थकी संग्रह्या ॥ १६६ ॥

संवत सत्तर छासठो उल्लास,
नगर पाटण रह्या चोमास;
भाग्यविजयजीए विनति करी,
संघ समक्ष सौ चित्तमां धरी ॥ १६७ ॥

इति श्री नवतत्त्व स्तवन.

॥ श्री विवेकविजयविरचितं ॥

# ॥ श्री नवतत्त्वस्तवनम् ॥



॥ दुहा ॥

सरस्वतीने प्रणमु सदा, वरदाता नित्यमेव ।
मुज मुख आवी तुं वसे, करु निरन्तर सेव ॥१॥
आदीश्वर अरिहत नमु, युगला धर्म निवार ।
मरुदेवीसुत चंदलो, एहीज मुज आधार ॥२॥
तासतणा पद युग नमी, वर्णवुं तत्त्व विचार ।
भवियण एक चित्ते करी, नाम कहु हितकार ॥३॥
जीव अजीव पुन्य पाप जे, सवर आश्रव जेह ।
निर्जरा बंध मोक्ष जे, जिनजीए भाख्या तेह ॥४॥
एहना भेद छे नव नवा, आगममां अनुरूप ।
गुरुमुखथी जे सांभली, भाखु एह स्वरूप ॥५॥

॥ ढाल १ ली ॥

(सोलमा श्री जिनराज ओलग सुणो अमतणी ललना–ए देशी)

जीवतत्त्वना भेद ते चौदे जाणीए ललना,

चौद अजीवना भेद ते मनमां आणीए ललना। भेद बेंतालीश पुन्यना भवियण चित्त धरो ललना, ब्यासी भेद ते पापना मनथी संवरो ललना ॥ १ ॥ आश्रवना बेंतालीश भेद ते शावीए ललना, संवरना सत्तावन चित्तमां लावीए ललना। बार भेद छे निर्जरा कर्मने निर्जरे ललना, जेहथी प्राणी मोक्षरमणी सुखने वरे ललना ॥ २ ॥ बंधतत्त्वना चार ते बंधने तोडीए ललना, मोक्षतत्त्वना नव ते सुखेथी जोडीए ललना। सर्व मळी नव तत्त्वना भेद ते जाणीए ललना, बसें ने छोंतेर मनमां आणीए ललना॥ ३ ॥ तेहमां बाणुं अरूपी भेद ते सुख-करु ललना, एक सो चोरासी रूपी कहे ते जिन-वरु ललना। डुंगर गुरुना ध्यानथी सुखने अनु-सरे ललना, विवेक कहे भवि लोक के भवसा-यर तरे ललना ॥ ४ ॥

॥ दुहा ॥

प्रथम श्री जीवतत्त्वना, भेद कहुं हितकार।
विवरीने ते वर्णवुं, एक एक सुखकार ॥ १ ॥

॥ ढाल २ जी ॥

( नदी यमुनाके तीर उडे दोय पंखिया—ए देशी )

एक भेदे कह्यो जीव दुविध भेदे वली,
त्रण प्रकारे जाण चउविह कहे केवली । पंच
षड्विध जीव छे छए भाखीया, अरिहा जिन-
वर एह के मुखथी दाखीया ॥१॥ चेतना लक्षण
जीव ते एटले एक छे, त्रस अने वीजो स्थावर
इहां नही खेद छे । स्त्री वेद पुरुष नपुसक त्रण-
विध ए सही, देवगइ मनुष्य तिर्यच नारकी
कही ॥२॥ पांच प्रकारे जीव पंचेन्द्रिय परखीए,
छ प्रकारे जीव छकायने निरखीए। इणाविध
छ भेदे जीव धारो तुम एक मना, आगळ दश
तस प्राण कहे त्रिभुवन जना ॥३॥ पांच इन्द्रिय
त्रण वल श्वासोश्वास आउखुं, ए दश प्राण ते
होय चिवरी कहुं पारखुं । एकेन्द्रिय प्राण चार
वेइद्रिय छ कह्या, तेइन्द्रिय सात जाण चउ-
रिन्द्रिय आठ लह्या ॥ ४ ॥ असज्ञी पचेन्द्रियने
नव सज्ञी दश धारजो, एह विना अवर न होय

संदेह मन वारजो। हवे एकेन्द्रिय जे सूक्ष्म बादर दोय छे, पंचेन्द्रिय संज्ञी असंज्ञी दोय भेदे जोय छे ॥ ५ ॥ वेइन्द्रिय तेइन्द्रिय चौरिंद्रिय जाणजो, ए साते भेद होय के शुभ मन आणजो। पज्ज अपज्ज दोय चउद भेद जीवना, धारो चित्तमां एह के भविजन एकमना ॥६॥ आहार शरीर इन्द्रिय श्वास वचन सही, मननी छट्ठी जाण एकेन्द्रिय चउ कही। वि ती चउरिंद्रिय असन्नीने होये पांच ए, षट् संज्ञीने जाण विवेक कहे साच ए ॥ ७ ॥

॥ दुहा ॥

जीव तत्त्व पूरण थयो, हवे अजीव विचार।
भिन्न भिन्न करीने कहुं, सांभळजो नरनार ॥१॥

॥ ढाल २ जी ॥

( वीरजीने वचने अमृतसर झरे—ए देशी )

धर्मास्तिकाय देश प्रदेश छे रे तिम अधर्मास्ति रे काय। एहना त्रण त्रण भेद कह्या रे, एम आकाशना त्रण थाय ॥ १ ॥ भवि तुमे

जाणजो रे अजीव तत्त्वने रे (आंकणी) ए त्रणेना नव भेद सुंदरु रे, दशमो भेद छे काळ। खध देश प्रदेश परमाणुओ रे, अजीवना चउद कह्या सुविलास ॥ २ ॥ भ० ॥ धर्मास्ति अधर्मास्ति पुद्‍गला रे, आकाश काळ सुविहाण। ए पांच अजीव जिन कह्या रे, कह्या कह्या त्रिभुवनभाण ॥ ३ ॥ भ० ॥ चलण स्वभाव धर्मास्तिकायनो रे, अधर्मास्ति स्थिर ठाण। अवकाश आपे पुद्‍गल जीवने रे, हवे पुद्‍गलना चार विनाण ॥४॥ ॥भ०॥ खध देश प्रदेश परमाणुओ रे, पुद्‍गलना चार भेव। हवे आवलिका भेद तमे लहो रे, असख्य समय आवली मेव ॥ ५ ॥ भ० ॥ एक क्रोड ने सडसठ लाख छे रे, उपर सीतोत्तेर सहस ज जोय। वशे सोल आवलिका कही रे, एटली आवली एक मुहूर्त्त होय ॥ ६ ॥ भ० ॥ त्रीस मुहूर्त्त ते दिवस रात्री कही रे, पन्नर अहोरात्री एक ज पक्ष। वे पक्षे एक मासज भावीए रे, वार मासे एक ज वर्ष ॥ ७ ॥ भ० ॥ एहवे वर्षे हवे

पूरव कहुं रे, सीतेर लाख कोडी वरस जे भाव। छप्पन सहस कोडी वरस सान कहुं रे, पूरव एटले वर्षे थाय ॥ ८ ॥ भ० ॥ असंख्याते पूर्वे एक पल्योपम जाणीए रे, दश कोडाकोडी सागर एक। सागर दस कोडाकोडी उत्सर्पिणी, अवसर्पिणी कोडाकोडी छेक ॥ ९ ॥ भ० ॥ वीश कोडाकोडी सागर काळचक्र छे रे, काळ अनेक (नंत) पुद्गल परावर्त्ते जाण। डुंगर गुरुना पद शुभ ध्यानथी रे, नित नित विवेक लहे कल्याण ॥ १० ॥ भ० ॥

॥ दुहा ॥

पुण्य तत्त्वतणा कहुं, भेद बेंतालीश जेह ।
एकमना थइ सांभलो, आणी अधिक स्नेह ॥१॥

॥ ढाल ४ थी ॥

( साहेबजी श्री विमलाचल भेटीए हो लाल—ए देशी. )

साहेबजी बेंतालीश भेद पुण्यतत्त्वना हो लाल, शाता वेदनीय उच्च गोत्र सा० ॥ सा० मनुष्य गति मनु आनुपूर्वी हो लाल, चार भेद ए युक्त सा० ॥ पुण्य तत्त्व हवे सांभळो हो लाल ॥

( ए आंकणी ) ॥ १ ॥ सा० सुरदुग पंचेंद्रियपणे हो लाल, पांच देह मनोहार सा० ॥ सा० औदारिक वैक्रिय आहारके हो लाल, अंगोपांगे युक्त धार ॥ सा० ॥ पुण्य०॥ २ ॥ सा० प्रथम सघयण सस्थानशुं हो लाल, शुभ वर्ण शुभ गध ॥ सा० ॥ सा० शुभ रस शुभ स्पर्शने हो लाल, अगुरुलघु अदभ ॥ सा०॥ पुण्य० ॥ ३ ॥ सा० पराघात श्वासोश्वासनी हो लाल, लेवानी जेहनी शक्ति ॥ सा० ॥ सा० आतप भेद पचवीसमो हो लाल, उद्योत कर्म तो व्यक्त ॥ सा० पुण्य० ॥ ४ ॥ सा० सुखगति शुभगति करे हो लाल, निर्माण नाम (ख) गइ पर्व ॥ सा०॥ सा० त्रस दशको दश भेदनो हो लाल, आगळ कहुं ते सर्व ॥ सा० ॥ पुण्य० ॥५॥ सा० सुर नर तिरि आउखु हो लाल, तीर्थंकर नामकर्म ॥ सा० ॥ सा० हवे त्रस दशको वर्णवुं हो लाल, जेहथी लहो शिवशर्म ॥ सा० ॥ पुण्य० ॥६॥ सा० त्रस वादर पर्याप्ता हो लाल, प्रत्येक स्थिर शुभ नाम

॥ सा० ॥ सा० सौभाग्य नामकर्मथी हो लाल, जीव लहे शुभ ठाम ॥ सा० ॥ पुण्य० ॥ ७ ॥ सा० सुस्वर आदेय जस नामथी हो लाल, जीव लहे सुख नित्य ॥ सा० ॥ सा० डुंगर गुरु पद सेवतां हो लाल, विवेक लहे जग जीत ॥ सा० ॥ पुण्य० ॥ ८ ॥

॥ दुहा ॥

पाप तत्त्वथी दुःख होय, पामे नरक द्वार ।
ते माटे चेतन तमे, मनथी एह निवार ॥ १ ॥

॥ ढाल ५ मी ॥

( सुरती महीनानी देशी )

आवरण पंचने तिम वळी अंतराय पंच, पंच निद्रा कही दर्शन चार ते खलखंच । नीच गोत्र असाता तिम वली मिथ्यात्व, स्थावर दशको आ-गल कहे सांभळो एह विख्यात ॥ १ ॥ नरक-त्रिक अने वली पणवीस कषाय, तिरियदुग ए कह्या भेद बासठ थाय । इग बि ति चउ जाइ कुखगइ उपघात, होय प्राणीने ते सही नीच कर्म विख्यात ॥ २ ॥ अशुभ वर्ण अशुभ रस गंध

अशुभ जाण, फरस अशुभ ते कह्यो आगममां जगभाण। पढम संघयण विना नही पढम संस्थान, वहोतेर भेद एह थया जाणो एहनो मान ॥ ३ ॥ स्थावर सुहुम अपज्ज साधारण अथिर, अशुभ दुभग दुसर अनादेय अपजस धीर। आगममां पाप तत्त्वना भेद ए व्यासी जाण, डुंगर गुरुना सेवक विवेकने नित्य कल्याण ॥४॥

॥ दुहा ॥

पापतत्त्व ते ए कह्यो, हवे आश्रवनो काम।
पाप आवे जे जीवने, आश्रव एहनुं नाम ॥१॥

॥ ढाल ६ ट्ठी ॥

( शान्तिजिनेश्वर केसर अर्चित जगधणी रे के अ०—ए देशी )

पांच इंद्रिय कषाय चार के अव्रत पण कह्या रे के अ०, जोगतणा त्रण भेद के गुरुमुखथी लह्या रे के गु० ॥ हवे क्रिया ते जोय के पणवीस अनुक्रमे रे के प० तजीए जेहथी होय के पुण्यशुं सक्रमे रे के पु० ॥१॥ पहेली कायिकी जाण के वीजी अधिकरणिकी रे के वी० त्रीजी प्राद्वेषिकी होय के चोथी पारितापनिकी रे के चो० ॥ प्राणातिपाति-

की पांचमी छट्टी आरंभिकी रे के छ० परिग्रहकी सातमी आठमी मायिकी रे के आ० ॥२॥ मिथ्यादर्शन अप्रत्याख्यानिकी नव दश ए कही रे के न० दिट्ठी पुट्ठी पाडुच्चिकी त्रयोदश ए लही रे त्र० ॥ सामंत नीसत्थ स्वहस्तिकी सोलमी रे के स्व० सत्तरमी आणवणिकी विदारण अढारमी रे के वि० ॥ ३ ॥ अणाभोगा अणवकंख वे मळी वीश थइ रे के वे० अणउपयोग समुदायिकी बावीस ए लही रे के बा० ॥ त्रेवीशमी ते रागिकी चोवीसमी द्वेषिकी रे के चो० पणवीसमी इर्यापथिकी कही विशेष करी रे के क० ॥४॥ भेद बेंतालीश आश्रव तत्त्वना ए कह्या रे के त० सम्यग्दृष्टि जीव के मनथी सद्दह्या रे के म० ॥ डुंगर गुरु शुभ ध्यानथी आश्रवने तजो रे के आ० विवेक कहे भविलोक के शिवरमणी भजो रे के शि० ॥ ५ ॥

॥ दुहा ॥

संवर ते छट्ठो कहुं, भेद सत्तावन जेह ।
मनथी संवर जे करे, शिवसुख पामे तेह ॥ १ ॥

॥ ढाल ७ मी ॥

(प्राणी वाणी जिनतणी अथवा मुनिसुव्रत जिन वंदना—ए देशी)

संवर तत्त्व ते सांभळो, संवरीए आतम नीत रे । अरिहा जिनवरे भाखीयो, आगममांहे शुभ रीत रे ॥ आगममांहे शुभ रीत सुचित्त सुनीत जगतगुरु भाखीयो सुखकंद रे, सुखकंद आनंद अमंद जगतगुरु भाखीयो सुखकंद रे (आंकणी) ॥ १ ॥ पांच सुमति त्रण गुप्ति जे. परीसह वावीस नीवारो रे । दशविध मुनिवर धर्म जे, मुनिजन नितनित तुमे धारो रे मुनि० जग० सुख० सु० ॥ २ ॥ पांच सुमति विवरी कहुं, इर्यासमिति प्रथम वखाण रे ॥ छकाय रक्षा जे करे, इर्या कही तेह सुजाण रे इर्या० ज० सु० ॥ ३ ॥ भाषासमिति बीजी हवे, सहुने सुख उपजे सोय रे ॥ एषणा बेतालीश दोष जे, मुनिने आहार इम होय रे मु० ज० सु० ॥ ४ ॥ आदाननिक्षेपण समिति, लेवे मूके शुभ योग रे ॥ पारिष्ठापनिका कही, मल मूत्र

नांखे उपयोग रे म० ज० सु० ॥५॥ त्रण गुप्ति हवे चित्त धरो, मन वचन काया करे शुद्ध रे॥ आठ प्रवचन मात जे, मुनि धारे तेही ज बुद्ध रे मु० ज० सु० ॥ ६ ॥ क्षुधा पिपासा शीत जे, उष्ण डंस परीसह अचेल रे ॥ रति स्त्रियादिक ते वळी, चरिया निसीहियादिक मेल रे च० ज० सु० ॥ ७ ॥ शय्या अक्रोस वह जायणा, अलाभ रोग तणफास रे ॥ मल सक्कार परीसह जे, पन्ना अन्नाण समत्त रे प० ज० सु० ॥८॥ खंती मद्दव अज्जव, मुत्ती तव संजम मेह रे ॥ सच्चं सोयं अकिंचण, बंभचेर दसविध जेह रे वं० ज० सु० ॥ ९ ॥ प्रथम अनित्य भावना अशरण संसार एकत्व रे ॥ अन्यत्व भावना पांचमी, अशुचि भावना तत्त्व रे अ० ज० सु० ॥१०॥ आश्रव संवर निर्जरा, लोक वोधिदुर्लभ भाव रे॥ धर्मध्यान ते बारमी, ए छे भवजल जंतु नाव रे ए० ज० सु० ॥११॥ हवे पांच भेद चारित्रना, सामायिक छेदोपस्थापन रे॥ परिहारसूक्ष्म चारित्र जे, यथाख्यात

मोक्ष निदान रे यथा० ज० सु० ॥१२॥ यथा-ख्यात चरण जे आच रे, ते पामे मुक्तिनो ठाणरे। डुंगर गुरुना ध्यानथी, विवेक लहे बहु नाण रे वि० ज० सु० ॥ १३ ॥

॥ दुहा ॥

वार प्रकारे तप तपे, निर्जरा तेहनुं नाम ॥
आत्मप्रदेशे तेहथकी, कर्म पुद्गल खयठाम ॥ १ ॥

॥ ढाल ८ मी ॥

( हुओ चारित्र जुत्तो सुमति ने गुत्तो–ए देशी )

अणसण तप ते अन्न पाणी लेवे नहीं, सो-भागी, वळी छठ्ठ अठ्ठम तपने जाणो सही, सो०॥ पुरुषने वत्रीस कवल स्त्री अठ्ठावीश लहे, सो० नपुंसकने चोवीश कवल जिनवर कहे सो० ॥१॥ द्रव्य क्षेत्र काळ भाव अभिग्रह धरे, सो० चन्दन-बाला वीरनो अभिग्रह पूरण करे, सो०॥ वृत्ति-संक्षेपण तप ए त्रीजो कह्यो, सो० षट् रसनो करे त्याग ए तप चोथो लह्यो सो० ॥ २ ॥ लोच करावे अलुवाणे पगे सचरे, सो० इत्यादिक भली-

भातशुं कायकष्ट आदरे, सो० ॥ पांच इंद्रिय चार कषाय जोगने शोधवा, सो० स्त्री आदिक संसर्ग सर्वथी रोधवा सो० ॥३॥ षड्विध बाह्य ए तप तुम्हे जाणजो, सो० गुरुमुखथी लही भाव संदेह मन नाणजो, सो० ॥ हवे षड्विध अभ्यंतर भवी तमे सांभलो, सो० धरीए चित्तमां एह मूकी मन आमलो सो० ॥४॥ पोतानी वातने लोक ते जाणे नवी लहे, सो० हेलामांहे तेहि ज कर्मने खेपवे, सो० ॥ पाप लाग्यो होय ते गुरुमुख आलोवे, सो० एणीविध प्रायश्चित्त तपने जाळवे सो० ॥५॥ नाण दरसन चारित्रनो विनय घणो करे, सो० अरिहंत सिद्ध चैत्य विनय मनमां धरे, सो० ॥ वेयावच्च तप त्रीजो प्रश्नव्याकरणे कह्यो, सो० चौद भेदे वेयावच्च गुरुमुखथी लह्यो सो० ॥६॥ हवे चौथो तप सज्झाय ध्यानने मन खरे, सो० सिद्धांत वांचे पूछे सिद्धांतने नित्य गणे सो० ॥ चिंतवे धर्मो-पदेश हैये भवी चित्तने, सो० जेहथी पामे सज्झाय तपना वित्तने सो० ॥ ७ ॥ समताभावे मनने

आणो ध्यानमें; सो० निरामय निराकार अवस्था ज्ञानमें, सो०॥ शुकलध्यानने ध्यावे रौद्रने परिहरे सो० ए पांचमो तप भवियण चित्तमांही धरे, सो० ॥८॥ छट्ठो हवे काउसग्ग तप तुमे आदरो, सो० क्रोध अने मान माया लोभने परिहरो सो० ॥ अभ्यन्तर षट् भेद प्राणी मन धरो, सो० विवेक कहे भवियण भवसायर तरो, सो० ॥ ९ ॥

॥ दुहा ॥

बंधतत्त्व दूरे तजो, बधन ते नित्यमेव ।
जेथी दुःख पामे घणुं, कहे श्रीजिनवर देव ॥१॥

॥ ढाल ९ मी ॥

( कपूर होय अति उजलो रे—ए देशी )

वधतत्त्व हवे सांभळो रे, भवियण तुमे उमेद॥ चार प्रकारे बंध छे रे, भाखे जिन अवेद रे प्राणी। सांभळो तेह सुजाण (ए आंकणी) ॥ १ ॥ प्रकृतिवध पहेलो कह्यो रे सहाव कहेतां स्वभाव ॥ स्थिति ते काळ जाणजो रे, एही ज एहनो भाव रे ॥ प्राणी० ॥ २ ॥ अनुभाग बंध

ते शुं कहे रे, कडुक अने मीठो रस ॥ प्रदेश बंध चोथो हवे रे, दलसंचय जाणो तस रे ॥ प्राणी०॥३॥ ज्ञानावरणीय कर्मनो रे, चक्षुबंधन जेह ॥ दर्शन ते कहीए बीजो रे, पोळीया सरखो एह रे ॥ प्रा० ॥ ४ ॥ वेदनीय ते असि सारीखो रे, मोहनीय मदिरा समान ॥ हेड सरीखुं आयु जाणीए रे, चितारा सरखो नाम रे ॥ प्रा० ॥ ५ ॥ गोत्र ते कुंभार जेहवो रे, भंडारी सरखो अंतराय ॥ आठ कर्म भाव जाणजो रे, जेहथी दुर्गति जाय रे ॥ प्रा० ॥ ६ ॥ नाण दंसण वेयणी रे, अंतरायनुं मान ॥ त्रीश कोडाकोडीनुं रे, सागर एह निदान रे ॥ प्रा० ॥ ७ ॥ वीश कोडाकोडी नाम गोत्रनी रे, आयु अयर तेत्रीस ॥ काळ उत्कृष्टो पूरो थयो रे, ( सीत्तेर कोडाकोडी मोहनीरे ) भाखे श्री जगदीश रे ॥प्रा०॥८॥ जघन्य काळ हवे कहुं रे, आठ कर्मनो जेह ॥ वेदनीय कर्मनो जाणीए रे, बार मुहूर्त्त कह्यो एह रे ॥ प्रा० ॥ ९ ॥ नामकर्म गोत्र कर्मनी रे, आठ मुहूर्त्त तिम होय ॥ पंच कर्मनी

आगळ कहे रे, जघन्य काल तिम जोय रे ॥ प्रा०॥ ॥ १० ॥ ज्ञानावरणीय कर्मनी रे, दर्शनावरणीय अंतराय ॥ मोहनीय आयु कर्मनी रे, अतर्मुहूर्त्त कहेवाय रे ॥ प्रा० ॥ ११ ॥ आठ करमथी अलगा रहो रे, जिम लहो सुख निर्वाण ॥ डुंगर गुरुना पदथकी रे, विवेकने कोड कल्याण रे ॥ प्रा० ॥ १२ ॥

॥ दुहा ॥

वंधतत्त्व पूरण थयो, मोक्षतत्त्व सुविचार ॥
ते माटे भवियण तमे, आराधो हितकार ॥ १ ॥

॥ ढाल दशमी ॥

( भविका ! सिद्धचक्र पद वंदो—ए देशी )

छता पदनो प्रथम प्ररूपण, द्रव्य प्रमाण वीजो ॥ क्षेत्र प्रमाण ते त्रीजो जाणो, फरसना द्वारे ते रीझो रे प्राणी ! मोक्ष पदने आराधो, आराधी शिवसुख साधो रे ॥ प्रा० ॥ मो० ॥ (ए आंकणी) ॥ १ ॥ काळद्वार ते पांचमो थुणीए, अंतर छट्टो धीर ॥ सातमो भाग आठमो भाव, अल्पवहुत्व कहे वीर रे ॥ प्राणी० ॥ २ ॥ चार गतिमांहे मनुष्यगतिए, मोक्ष होवे निरधार ॥

पांच इंद्रियमांहे पंचइंद्रियथी, शिवपद लहे सुख-
कार रे ॥ प्रा० ॥ ३ ॥ पृथ्वी आदि पांचे थावर,
एहने मोक्ष नवी लहीए ॥ त्रसकायथी मोक्षे
जावे, ए आणा सद्दहीए रे ॥ प्रा० ॥ ४ ॥ भव्य
अने अभव्य दुविधसां, भव्यने होय शिवठाण ॥
सन्नी असन्नी वे पदमांहे, सन्नीयो लहे निर्वा-
ण रे ॥ प्रा० ॥५॥ चारित्र पांच प्रकारे भाख्यां,
श्री जिन आगममांही ॥ यथाख्यात चारित्रे ते
मोक्ष, बीजे चरणे मोक्ष नही रे ॥ प्रा० ॥ ६ ॥
पांच प्रकारे समकित जाणो, पंचांगीना जाण ॥
बीजे समकिते नवी लहीए, क्षायिके होवे ठाण रे
॥ प्रा० ॥ ७ ॥ आहार ते भवमांहे भमाडे,
अणहारी दीये मोक्ष ॥ दर्शन चार कह्या जिन-
राजे, केवल मोक्षने मांडे रे ॥ प्रा० ॥ ८ ॥ मति
अने श्रुत अवधि ने ज्ञान, मनःपर्यव ते जोवे ॥
केवलज्ञानथी केवलज्योति, प्रथम द्वार एम होवे
रे ॥ प्रा० ॥ ९ ॥ सिद्धना जीव द्रव्य अनंता,
अनंत जीव पाम्या ॥ लोकने असंख्यातमे भागे,

